# ભારતનું ભાવિષ્ય.

લેખક:

મધુકર.

સોલ એજંટ:

**હીરાલાલ ગગજી બ્રહ્મભટ્ટ.**

c/o સેવા સમીતિ કાર્યાલય.

પ્રકાશક:

**સેવા સમિતિ કાર્યાલય,**

૧૫૭-૫૯, ગુલાલવાડી, મુંબઇ, નં. ૪

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

કિંમત બે આના.

## બે બોલ

પ્રજાની ભાવનાઓને પોષી તેને રસવતું ઉચ્ચ સાહિત્ય પૂરૂં પાડવાનો આ કાર્યાલયને અભિલાશ છે. " ભારતનું ભવિષ્ય " વાંચનારને તરતજ જણાઇ જશે કે આ કાર્યાલય તરફથી પ્રગટ થતું સાહિત્ય કેટલું ઉચ્ચું અને ભાવવાહી થશે.

ન્હાની ન્હાની, રસિક પ્રસંગોની, ભાવવાહી ગલ્પો પણ સુંદર રસિક ભાષામાં મનોહર ચિત્રો સહિત અમે બહાર પાડવા માગીએ છીએ અને અમને ખાત્રી છે ગુજરાતીઓ હોંસથી અમારી વારતાઓ વાંચશે.

અમારા તરફથી અલ્પ સમયમાં "મધુરૂં બુલબુલ"નામનું નાની વાર્તા પ્રકટ થશે જેમાં પ્રેમ અને વાસનાનાં હૃદયસ્પર્શી ચિત્રો વાંચનાર જોઈ શકશે. આ પુસ્તકોનું વસ્તુ જોતાં બે આનાની નામની કિમ્મત તુચ્છ મનાશે.

જગત્ વિખ્યાત અંગ્રેજ

નવલકથાકાર રેનોલ્ડસની ધી મિસ્ટ્રીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન નામની દુનિયાને ગાંડી કરી નાંખનારી મહાન વારતા કટકે કટકે પ્રગટ કરવાથી યોજના નક્કી થાય છે અને જો ગુજરાતી વાંચકોનું ઉત્તેજન મળશે તો ગોરા વિલાયતના કાળાં ભોપાળાં અમે અલ્પકાળમાં બહાર પાડીશું.

પ્રમાણિક ફેરી કરનારાઓએ જો સારી કમાણી કરવી હોય તો અમને મળવું.

ગામેગામને શહેરે શહેર પ્રમાણિક એજંટો જોઇએ છે. અલ્પ કાલમા અમારી વારતાઓની હજારો નકલ છાપવાની ફરજ પડશે એવી અમને ખાત્રી છે. બહારગામથી મંગાવનારે અઢીઆનાની ટીકીટો મોકલવી.

**સેવાસમીતિ કાર્યાલય.**

૧૫૭—૫૮ ગુલાલવાડી, મુંબઇ, નં. _

# ભારતબાલને.

* માનસભવનમાં આર્યજન,
જેની ઉતારે આરતી!
શી રાંકડી થઈ ભારતી?
એ ભગવતી–મહિમાવતી,
એ ભારતીના બાળ સરવે,
ઉંઘતા હાયે! બધા;
વહી ગઈ નિશા ના જાગતા,
સહુ ઉંઘમાં ડુબી ગયા.
જાગી જુઓ, વહી ગઈ નિશા,
વ્હાણું થયું વ્હાલા! હવે;
આ નાવડું ડોલ્યા કરે,
દરિયે અરે! ડુબવા ચહે.
કેવા હતા, કેવા થયા,
કૈં તો વિચારો બાપલા!
શ્રી રામ ને કૃષ્ણાત્મજોની,
થઈ રહી શી દુર્દશા?
સ્વાતંત્ર્યઘેલા રાજપૂતો,
આજ ક્યહાં છુપૈ ગયા?

---

* હિંદી કવિવર મૈથિલીશરણ ગુપ્તના એક કાવ્યમાંની પ્રથમ લીટી એમની એમ ઉપાડી લીધી છે. બાકીનું કાવ્ય તદ્દન સ્વતંત્ર છે.

વર વીર વિક્રમ ને,
        ચિતોડી કેસરી ક્યહાં રે ગયા ?
ચિર શાંતિ સ્થાપન કાજ વ્હાલા!
        ઝુઝવું સંગ્રામમાં;
'આત્મા અમર ને દેહ નશ્વર'
        મોતનો ભય શું ભલા ?
પત્થર બધા અરવલ્લીના,
        પડઘમ વગાડીને કહે;
મરવું ભલું જીવ્યા થકી,
        અપમાનનું જીવન અરે !
અહિંથી બધી સરિતા વહી,
        કૈં કૈં વીરોના ખુનની;
ઇતિહાસ શેષ રહી ગયા,
        સ્વર્ગે જતા પરીઓ વરી !'
કૈં જાગ બાપુ ! ઉંઘવામાં,
        આગ તો લાગી બધે;
એ ઉંઘવાથી ના હવે
        કંઇ ફાયદો બાપુ મળે.
તું બોલ, વ્હાલા ! બોલ પ્રેમે,
        બોલ વંદેમાતરમ્ !
કર્તવ્યતત્પર થઇ અહર્નિશ,
        ગા તું વંદેમાતરમ્.

મધુકર.

# ભારતનું ભવિષ્ય !

ભારતનું ભવિષ્ય ? ભારતને ભવિષ્યમાં શું જોવું પડશે ? રામ અને કૃષ્ણ, સીતા અને સાવીત્રીની પૂનીત ગાથા દરરોજ લલકારનારા ભારતીઓની ભાવી દશા કેવી થશે ? વિચાર કરતાં જ વિચારકની આંખે અંધારી આવે છે. જે દેશમાં પાપી પેટમાં મુઠ્ઠી ભર અનાજ હોમવા માટે પ્રતિ વર્ષે હજારો સ્ત્રીઓ પતિત થઈ વેશ્યા બનતી હોય, જે દેશની ચૌદ પંદર વર્ષની નાદાન-કુમળી બાલિકાઓને માતૃપદ આપી ધોળે દિવસે વિકારી-મોહલુબ્ધ કામી પુરૂષો તેમના આશાભર્યાં જીવનોનો અકાળે અન્ત લાવવામાં મોજ માનતા હોય અને એવા ખૂનીઓ એકના મરણ પછી બીજી નિર્દોષ બાલાને પરણી તેના જીવનને કંગાળ બનાવવાનું મહદ્ પાપ કર્યા જતા હોય, જ્યાં ગુનેહગાર, વ્યસની, રોગી, અપંગ બધાને લગ્નના

બજારમાં થતા લીલાંઉમાંથી કોમલ કલિઓ ખરીદી લાવવાની સ્વતંત્રતા હોય, જ્યાં પ્રમાદી, ઢોંગી, દામ્ભીક અને સંસારી ધર્મગુરૂઓ અનુયાયીઓને મોક્ષ માટે સંસાર અને લક્ષ્મીનો ત્યાગ કરવાનો ઉપદેશ આપી પોતે એ યુવતીઓને લગ્નની સાંકળથી અને સેંકડો સ્ત્રીઓને તેમની ધાર્મિક અંધશ્રદ્ધાનો ભયંકર અને અક્ષમ્ય લાભ લઇ પોતાની અંકશાયિની બનાવી તેમનાં પવિત્ર સતીત્વનો ભંગ કરવાનું મહા પાતક કર્યા જતા હોય છતાં સમાજ તેમની સ્હામે ચું કે ચાં કરવામાં આવતે જન્મે કૂતરા કે ઘેટાનો અવતાર લેવો પડવાનો ભય રાખતી હોય, જગતના ખરા પાલક રૂપ ખેડૂતો જે દેશમાં દરરોજ ત્રણથી ચાર પૈસાની આવકમાં કંગાળ દશામાં જીવન ગાળી, પોતાની ખરા પરસેવાની આવકથી જૂલમી—અન્યાયી શ્રીમંત જાગીરદારોની તીજોરીઓ ભરતા હોય, જે દેશના યુવાનો વીસ વર્ષની વયમાં ત્રણ ચાર બાલકોના બાપ બની, તેમનું ગુજરાન કરવાની શક્તિ ન હોવાથી તેમને જેમ તેમ અરધે પેટે ખવરાવી, ચીથરેહાલ દશામાં જીવન નૌકા હાંકી ક્યારે યમનું તેડું આવે તો યમરાજાના મહેમાન થઇએ એવી રાહ જોઇ રહ્યા હોય, જે દેશની સ્ત્રીઓ ચુલાની ચાકરડી વા બારણા પાછળની સાવરણી જેવી—ગુલામી દશામાં જૂલમી પતિઓના માર તથા સાસુ નણંદોના તીવ્ર મ્હેણાં સાંભળી અભણ દશામાં પશુ કરતાં પણ અધિક પરતંત્રતા અને જૂના અમેરિકાના સીધી ગુલામો કરતાં પણ વિશેષ અધમ જૂલમી વર્તન સહન કરી જીવતી હોય, જ્યાં એકત્રીસ કરોડ માણસોમાં ૨૮ કરોડ મનુષ્યો કાળા અક્ષરને કૂટી મારે એવા હોવા છતાં શ્રીમંતો “ આપણા દીકરાને ક્યાં કમાવા માટે ચાકરી કરવા જવું છે કે નાહક તેના મગજને વિદ્યાના ભારથી દાબી દેવું ” એવા વિચાર ધરાવતા હોય અને જ્યાં બાલાઓને

ભણાવવાથી તેઓ વંઠી જાય એવી જૂઠી માન્યતા ચાલતી હોય, જે દેશના લાખો કરોડો વિધવાઓને જૂલમી સમાજે જૂના રિવાજને ધર્મ માની કચરી નાખી હોય એવા આ અર્વાચીન ભારતના ભવિષ્યપર વિચાર કરવાની ઇચ્છા થતાંજ હૃદય કમ્પી જાય છે અને કલમ ધ્રુજી જાય છે.

કોઇ પણ દેશનો ઉદ્ધાર મ્હોડેથી બાંગ મારવાથી થયો નથી અને થશે પણ નહિ. ભારત એક વેળા ઉન્નતિને શીખરે પહોંચ્યું હતું. આપણે ત્યાં ભીષ્મપિત્તામહ જેવા બ્રહ્મચારી જન્મ્યા હતા. ધર્મ જેવા ધર્મનીષ્ઠ રાજનો હતા. હરિશ્ચંદ્ર અને શીબી જેવા સત્યવાદીઓ હતા. કર્ણ અને વિક્રમની દાનવીરતા, રામચંદ્રજીની પ્રજાવત્સલતા, સીતાની સહિષ્ણુતા, દ્રૌપદી જેવી ક્ષત્રિયાણીની શૂરવીરતા, પદ્મીનીની રણપંડિતતા અને શ્રીકૃષ્ણચંદ્ર તથા ચાણુકય જેવા રાજનીતિનીપુણ રાજદ્વારીઓની રાજનીતિજ્ઞતા હજુ સૂધી ઇતિહાસના પૃષ્ઠોપર સુવર્ણાંકિત થઈ ઝળહળ્યા કરે છે. ભીમના ભીમગર્જને સિંહગર્જન ઝાંખા પાડયા હતા. અર્જુનની બાણુવિદ્યાને ગપાટાં માનનારાની વિશ્વવ્યાપી પ્રલયયુધ્ધે ખાત્રી કરી આપી છે કે અત્યારે સુધરેલું ગણાતું જગત જેને " ઝેરી ગ્યાસ " કહે છે તે "મોહાસ્ત્ર" નામે ભારતના અતિ પ્રાચીન જમાનામાં પણ મોજુદ હતી. અગ્ન્યાસ્ત્ર ( તોપો ), પવનાસ્ત્ર ( એરોપ્લેનો ), આદિ નામો જ્યારે મહાભારતના અતિ પ્રાચીન ગ્રંથમાંથી મળી આવે છે તો એ પરથી સાબીત થાય છે કે એ નામધારી શસ્ત્રો પણ તે સમયે અસ્તિત્વમાં હોવાજ જોઇએ; પરંતુ દુર્ભાગ્યવશાત્ અથવા તેમને એવું જ યોગ્ય લાગવાથી આપણા પ્રાચીન શાસ્ત્રાચાર્યો અને ઇતિહાસકારોએ પ્રાચીન ઇતિહાસ અને શાસ્ત્રની કથા અત્યંત અતિશયોક્તિભરી ભાષામાં લખી

અને તેથી જડવાદના જમાનામાં ફક્ત પાશ્ચાત્ય ખીચડો મગજમાં ભરી "શેક્સપીઅર" અને મીલ્ટન, ટેનીસન તથા જૉન્સનમાં જ જગત્‌નું ઉત્તમોત્તમ સાહિત્ય શમાયલું માની, ફક્ત યુરોપ જ વિજ્ઞાનની શોધ કરી શકે એવા અચળ મત સાથે બહાર પડતા આપણા દેશના નવ યુવાનો આપણા પ્રાચીન ગ્રન્થોની મશ્કરી કરવામાં પોતાના નવ યુગના જ્ઞાનની મહત્તા માને છે: પરંતુ તેમને ભાન નથી કે અમેરિકા અને યુરોપના પાલણા તો આ ગરિબડાં પણ પુરાણ પ્રસિદ્ધ ભારતેજ ઝુલાવ્યાં છે. ભારતનું ગમે તેટલું અધઃપતન થાય, ભારત ભલે જગતમાં ગરિબમાં ગરિબ દેશ બની જાય. છતાં જગતના અંધકારમય વાતાવરણમાં તત્વજ્ઞાનની દિવ્ય જ્યોતિ પ્રકટાવનાર ભારતવર્ષની જગતની બધી પ્રજા ઋણી રહેશે. એ ઋણ એવું છે કે તે કદિ પણ ભરી શકાવાનું નથી. અમેરિકાની ઉન્નતશીલ પ્રજા આજે ઉન્નતિને શિખરે પહોંચી છે એમ જગત્ માને છે છતા એજ ઉન્નત્ પ્રજા અર્વાચીન કાળમાં પણ સ્વામી રામતીર્થ અને વિવેકાનંદના દિવ્ય જ્ઞાન આગળ ઝુકી પડી હતી. ભારત ભોગભૂમિ નથી પણ કર્મભૂમિ છે; અને જેના દીલમાં લેશ પણ મનુષ્યત્વ તથા દેશાભિમાનની કિંચિત્ર માત્ર પણ છાયા હશે તેને તો આ દેશ તેની આવી અધમ દશામાં પણ માન અને અભિમાનજ ઉપજાશે. જેને પાશ્ચાત્ય મોહના દાહક મોહની લગની લાગી હોય તે ભલે હિન્દી મટી યુરોપી થવાના વલખાં મારે; પણ જે ખરો ભારત્તી છે, જે ભારત માતાની પ્રતાપી કીર્તિથી લેશ પણ પરિચિત છે, જેને આ દેશના ચેતનવાદ પર જરા પણ શ્રદ્ધા છે તે તો પાશ્ચાત્ય જડવાદના મોહમાં કદિ પણ ફસી નહિ પડે. કારણ કે આપણે આત્માને પૂજીએ છીએ અને યુરોપીય પ્રજા શરીરના વિલાસોને પૂજે છે. શારિરિક વિલાસમાં મસ્ત

થની નજા સ્થૂલ દ્દષ્ટિએ ભલે ગમે તેટલી ઉન્નત થાય; છતાં તેની સાચી ઉન્નતિ કદિ પણ થઇ શકતી નથી, કારણ કે મનુષ્ય સમાજ જ્યારે સ્થુલવાદી બને છે ત્યારે ભૌકિતક સંપત્તિની ભયંકર ભૂખ તેને લાગે છે અને એ ભૂખમાંથી રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થાય છે. એવી રાક્ષસી મહત્વાકાક્ષા જર્મનીના પદભ્રષ્ટ કઇઝર વીલીઅમ બીજાના હૃદયમાં ઉત્પન્ન થવાને લીધે તેણે જે યુધ્ધે પાંચ વર્ષમાં દુનિયાના સમૃદ્ધ રાષ્ટ્રોની તીજોરી ખાલી કરાવી યુદ્ધ ભૂમિમાં લાખો વીરત્તાઓના જીવનોના ભોગ લઇ, લાખો કુટુંબોના પાલનહાર નષ્ટ કર્યાં છે એવા ભયાનક પ્રલય યુદ્ધને જન્મ આપ્યો અને હમણાં જે અંધાધુંધી રશિયામાં ચાલી રહી છે તથા બીજી પણ જે ન્હાની મોટી ચળવળો યુરોપમાં ચાલી રહી છે તેનું પરિણામ શું આવશે તે કલ્પવાને કોઇ જ્યોતિષશાસ્ત્રી સમર્થ નથી.

રોમનોનું લક્ષ સત્તા પર હતું. ધર્મપ્રચાર મુસલમાનોનું ધ્યેય હતું કાર્થેજનું દ્રવ્યપર ધ્યાન હતું અને ઈંગ્લંડનું દ્રવ્ય એજ ધ્યેય છે. સ્વતંત્રતાને ધ્યેય બનાવી અમેરિકા આજે સૌથી મહાન બન્યું છે. જાપાનની પીળી પ્રજાને ૫૦-૬૦ વર્ષ પૂર્વે દુનિયા તો શું પણ એશીયા ખંડ પણ ઓળખતો ન્હોતો તે આજે એકજ ધ્યેયની પાછળ મંડી જગતના એક સમૃદ્ધ રાષ્ટ્રની ગણનામાં આવી ગયું છે. ભારતનું જીવન-ભારતનું ધ્યેય ધર્મ છે. ધર્મ વિના ભારતની ઉન્નતિ થવાની નથી. ધર્મને ધ્યેય બનાવી ભારત પૂર્વે મહાન થયું હતું અને હમણાં પણ જો ભારતવાસીઓ સત્ય ધર્મનો અંગિકાર કરી કર્ત્તવ્ય ક્ષેત્રમાં ઝુઝે તો ભારતની ઉન્નતિ દૂર નથી. પરંતુ દીલગીરીની બીના એ છે કે આપણે સત્ય ધર્મને ભૂલી ગયા છીએ અને પાખંડ ધર્મને પૂજવામાં લીન થઇ ગયા છીએ.

નવ વર્ષે ગૌરીદાનને નામે પુત્રીને પરણાવી જે સમયે બાલાને ઉચ્ચ ગૃહિણીપદનું શિક્ષણ આપવું જોઇએ તે સમયે ગૃહિણીપદનો ભાર તેના કોમલ–બાલક જીવન પર લાદી દેવો એ શું ધર્મ છે બાર, તેર અને ચૌદ વર્ષની કુમળી કલિઓના શરીરપર વિકારી દ-ષ્ટિથી જોઇ, પોતાની પાશ્વ વૃત્તિને સંતોષી તેમને અસહ્ય પ્રસુતીનું દુઃખ વેઠાવવું એ શું ધર્મ છે ? ગુજરાન કરવાની શકિત ન હોવા છતાં તથા ગુજરાનના ક્ષેત્રો વિશાલ ન હોવા છતાં એક બાલિકાના જીવનનો ભાર માથે લઇ દરવરસે એક એક નિર્દોષ જીવની વૃદ્ધિ કરી તેમના બધાંના જીવનોને કંગાળ કરવા એ શું મનુષ્યોનું કામ છે ? દેશમાં બબ્બે ત્રણ ત્રણ વરસે પડતા દુકાળોને લીધે દારિદ્રયતા વધી ગઇ છે અને તેથી ભૂખે મરતા કંગાળ મનુષ્યો ન છૂટકે ધર્મ દ્રોહી થઇ પરધર્મમાં વટલી જાય છે; અનેક સ્ત્રીઓ ભયંકર કંગાલ્યત ન સહન થવાથી અનીતિની ઉંડી અંધારી ખાઇમાં ગબડી પડી વેશ્યાવૃતિથી પોતાના પાપીપેટનો ખાડો ભરવા પ્રેરાય છે તે-મને એવીને એવી દશામાં રહેવા માટે દેશના આધાર રૂપ શ્રીમંતો-બડેખાંઓએ એક પાઇ પણ પોતાની ભરચક તીજોરીમાંથી કહાડવાની તસ્દી લીધી છે ? મજુરો અને ખેડૂતોના રક્તમાંથી મેળવેલી લક્ષ્મીને પ્રતાપે જેઓ નર્તકીઓના નાચગાનમાં અને અયશ આરામમાં મચી રહે છે, જેમને કંગાળ, ભૂખે મરતાં દેશબંધુઓનાં કંગાળ બાળકો અને વેશ્યા થઇ જતી ભિખારણોની લેશ માત્ર દયા નથી આવતી એવા શ્રીમન્તો દેશના ખરા દુસ્મનો નથી ? ખેડૂત ટાઢ તડકો વેઠી, મુશલધાર વૃષ્ટિમાં ખેતરોમાં જઇ, પોતાની દેહને પીલી નાખે છે પણ દીવાળી પર કાપણી સમયે તેનો જમ જેવો માગનાર ભયંકર વ્યાજ સહિત પોતાની ધીરેલી રકમ વસુલ કરતી વખતે જે રાક્ષસી

વર્તન ગરિબ ખેડૂત પ્રત્યે બતાવે છે એવા જૂલમીઓ ગુલામોના વ્યાપારીઓ કરતાં શું ઓછા ઘાતકી છે? બારબાર કલાક ગરમ તપોટામાં કામ કરનારા, પોતાની દેહને પીસી નાખનારા મજુરોને દિવસને અંતે આવા ભયંકર મોંઘવારીના વખતમાં છ આઠ આના રોજ આપનારા તેમના માલીકો શું મનુષ્ય નામને પાત્ર છે?

આપણા કેટલાક શ્રીમંત નેતાઓ કહે છે કે ભારતમાં દિન-પ્રતિદિન ગરિબી વધતી જાય છે. પણ એ ગરિબી વધતી અટકાવવાના કાર્યસાધક ઉપાયો કોઇએ લીધા છે? અભણદશા સર્વ અનર્થોનું મૂળ છે એમ જાણવા છતાં મજુરો અને ખેડૂતો એક કલાક પણ શિક્ષણ લેવા પાછળ ગાળી શકે એવી નિર્દય જમીનદારો કે સ્વાર્થી શ્રીમંતોએ સગવડ કરી આપી છે? ગરિબો-મજુરો-ખેડૂતો અભણ છે. તેથી તેઓ જન્મથી એમજ માને છે કે તેમના શ્રીમંત માલીકો તેમના શરીરના પણ માલીકો છે અને તેઓ જે આપે તે લેવાને તેઓ બંધાયલા છે, પણ આ કંઇ પ્રભુનો કે સરકારનો કાયદો નથી. એ તો શ્રીમંતોએ પોતાના નીચ સ્વાર્થને માટે પરંપરાથી ઘસાડેલું લાકડું છે. તેઓ સારી પેઠે જાણે છે કે જો ખેડૂત ભણશે તો પછી તે તેની પાસેથી સો રૂપીઆના બારસો કે પંદરસો ન લઈ શકે. આ વાતમાં કેટલાકોને અજાયબી લાગતી હશે પણ ન્હાના ગામડાંઓના ગરિબ ખેડૂતોની દશા જેમણે જોઇ છે તેઓ જાણે કે ફક્ત બીઆં અને પાંચ પંદર રૂપીઆના બદલામાં નીચ જૂલમી કસાઇ જેવા કેટલાક નાણાં ધીરનારાઓ ગરિબ ખેડૂતના વરસોના પાક હજમ કરી જાય છે. જ્યાંસુધી દેશના ખરા આધારરૂપ આ રંક અભણ ખેડૂતોની કંગાલ દશા સુધારવા માટે તરફ ભારત કમર કસી મેદાને નહિ પડે ત્યાંસુધી સ્વતંત્રતા માટે બૂમો મારવી નકામી

છે કારણ કે ઉદાર બ્રિટિશ સરકાર આપણને સ્વરાજ્ય આપે તે હજમ કરવાની તાકાત તો આપણામાં હોવી જોઇએને ? રાજ્યના કારભારમાં પ્રતિનિધિત્વની માગણી કરતી વખતે આપણે વિચાર કરવો જોઇએ કે જો પ્રતિનિધિ ચૂંટી મોકલનારી પ્રજાજ અભણ અને રંક ખેડૂત અને મજુરોની બનેલી હશે તો તેઓ પ્રતિનિધિઓની યોગ્યાયોગ્યતા શી રીતે જાણી શકશે ? જો ખરેખર ભારતવાસીઓ બ્રિટિશ તાજ નીચે મીઠા સ્વરાજ્યનો લાભ લેવા માગતા હોય તો તેમણે પ્રથમ પોતાના રંક વર્ગની સ્થિતિ સુધારવા માટે આભ અવનિ એક કરી નાખવા જોઇએ. શરીરમાંનું રક્તજ જો અશુદ્ધ થઇ ગયું હોય તો રક્ત શુદ્ધિ થવા સિવાય તેમાં શકિત આવી શકતી નથી. ભારતનું લોહી જ બગડી ગયું છે. તેનેજ શુદ્ધ કરવાની હમણાં જરૂર છે. તે વિના સ્વરાજ્ય નકામું છે.

આપણી સાંસારિક સ્થિતિનો હવે જરા વિચાર કરીએ. સ્વરાજ્ય માટે હક્ક માગવા જ્યારે આપણે દોડી જઇએ છીએ ત્યારે નવયુગના ઉત્સાહમાં આપણે ભૂલી જઇએ છીએ કે આપણી ખરી સ્થિતિ કેવી છે ? પ્રત્યેક હિન્દુ કુટુંબમાં એકનેએક હતભાગી વિધવા તો હોયછેજ. હિન્દુ માતાઓ બહુધા પુત્રને પરણાવવાની ખાસ શોખીન હોવાથી વહુજી પણ ઘરમાં આમથી તેમ ડોલી રહ્યાં હોય છે- એક માતા, પત્નિ, વિધવા બહેન આટલાં મનુષ્યોનો ભાર એક અર્ધ શિક્ષિત અથવા તદ્દન અભણ યુવાનપર જ્યારે આવી પડે છે ત્યારે આવા ભયંકર મોંઘવારીના યુગમાં તેની દશા કેવી થતી હશે તેનો કંઇ ખ્યાલ આવે છે ? મેટ્રીકને ૩૦ રૂપીયાનો પગાર આપતી વખતે તો તેનો શેઠ જાણે તેનાપર મહાન્ ઉપકાર કરતો હોય એવી વાતો કરે છે. બજારો અને મીલોમાં કામ કરતાં માણસોની

માસિક આવક ૩૦ થી ૪૦ ની મર્યાદા કૂદાવી આગળ જતી નથી. આટલી ટૂંકી આવકમાં તેમના કુટુંબનું ગુજરાન શી રીતે થઇ શકે? અનેક મધ્યમ વર્ગના માણસો એવા છે કે જેમને પગાર ઉપરાંત દરમહિને દશ પંદર રૂપિયાનું કરજ કરવું પડે છે. દિનપરદિન તે કરજના ભયંકર ખાડામાં પડયોજ જાય છે અને સો બસો રૂપિયાનો કરજદાર બને છે એટલે તે જન્મ સુધી દેવામાંથી છૂટી શકતો નથી. આવી દશામાં જો બિચારાના ઘરમા કોઇનું મરણ નીપજે તો તે પ્રસંગે અંતીમ ક્રીયાકાંડ કરવા જેટલા પૈસા પણ તેની પાસે હોતા નથી. ઇન્ફ્લ્યુએન્ઝાના ભયંકર રોગ વખતે મુંબઇમાં કેટલાક દાની પુરૂષોએ અગ્નિ સંસ્કારના લાકડા ગરિબોને પૂરા પાડયા હતા; પણ એવા દાનનો સ્વીકાર કરવા જેવી કરૂણ સ્થિતિ પેદા કરનાર કોણ છે તેનો કોઇએ વિચાર કર્યો છે? શ્રીમંતોની તીજોરીમાં લાખો કરોડો રૂપીયા કાટ ખાતા પડી રહે છે. તે તેમના નોકરોએજ પેદા કરેલા છે. છતાં નોકરોને સુખે જીવન ગાળવા જેટલા પૈસા ન મળે અને શ્રીમંતો મોટરોમાં ફરી વૈભવોમાં રચ્યા મચ્યા રહે એ શું ન્યાય છે? એક શ્રીમંત થાય છે ત્યારે હજારો રંક મનુષ્યો કંગાલ બને છે એ ખોટી વાત નથી; કારણ કે જગતમાં જેટલી લક્ષ્મી છે તે થોડાક શ્રીમન્તોએજ એક હાથ કરી લીધી છે. એ લક્ષ્મી શ્રીમંતોની તીજોરીમાં આવી પડવા પછી ગરિબોના હાથમાં જતી નથી. શ્રીમંતો પરંપરાથી રંકોને કચડતા આવ્યા છે અને હજુ પણ કચડયા જાય છે. આપણાજ દેશની એવી સ્થિતિ છે એવું નથી. દુનિયાના ખૂણે ખૂણામાં એવુંજ ચાલે છે; કારણ કે જગત પરિવર્તનશીલ છે અને અહિં દરેક પલે કંઇને કંઇ ક્રાન્તિ થયાજ કરે છે. જે યોગ્ય અને સબલ હોય છે તે અયોગ્ય અને નિર્બલને કચરી

નાખે છે અને જગતના જીવનમાં જે કચરાઇ જાય છે તે પુનઃ ભગીરથ પ્રયત્ન કર્યા વિના ઉભો રહી શકતો નથી. શ્રીમંતોએ અને તેમના પુર્વજોએ ગરિબોના હક્કો પોતાની સત્તા અને શકિતના બળે ખૂંચવી લીધા છે અને પરંપરાથી ગરિબો કંગાલ્યતમાં જીવતા આવેલા હોવાથી પ્રભુનીજ તેમને સુખી બનાવવાની ઇચ્છા નથી એવી ખોટી માન્યતાપર આધાર રાખી પોતાના નસિબને શાપ આપી જેવીને તેવી સ્થિતિમાં પડી રહે છે પણ તેમાંથી મુકત થવાના પ્રયત્નો કરતા નથી અને તેમની સ્થિતિ એવી હોય છે કે એવા પ્રયત્નો કરવાનું તેમને ભાન પણ થતું નથી.

પણ હવે યુગ બદલાયો છે. ભારતનો આ સંક્રાંતિકાલ છે અને જેમ ઇંગ્લંડ અમેરિકા આદિ દેશોના મજુરોએ પોતાના માલીકો પાસેથી પોતાના પ્રભુદત્ત હક્કો મેળવ્યા તેવી રીતે હિન્દી મજુરો પણ પોતાના હક્કો ધીમેધીમે મેળવી શકશે, પણ એ સમય આવવાને હજુ વાર છે કારણ કે જ્યાંસુધી અહિંના અભણ અને અંધારામાં વસતા રંક વર્ગને પોતાના પ્રભુદત્ત હક્કોનું ભાન થશે નહિ અને એવું ભાન કરાવવા માટે દેશાભિમાની યુવકો તથા યુવતીઓ ભેખ લેશે નાહ ત્યાંસુધી એ વર્ગની ઉન્નતિ થવી મુશ્કેલ છે.

આપણી ઉન્નતિમાં આપણને આપણા સાંસારિક સડાઓ પણ ઓછા નડતા નથી. કૂતરૂં તાણે ગામ ભણી ને કોહલું તાણે સીમ ભણી એ કહેવત પ્રમાણે સુધારાવાળાઓને યુરોપનુંજ બધું સારૂં જણાય છે અને જૂના વિચારવાળાઓ ભારતના મધ્યકાલિન અંધાધુંધીના જમાનામાં જે જંગલી વહેમો અને રાક્ષસી રિવાજોને પોતાના કરી ધર્મને નામે ચલાવ્યા જાય છે તેમને વ્હાલથી બાઝી રહેવામાંજ ધર્મકર્તવ્યતા માને છે. સત્ય શોધવા માટે, દેશને ઉન-

તિને ખરે રસ્તે ચઢાવવા માટે ખરા પ્રયાસો થાય છે; પણ તેનો સત્કાર કરવાની પ્રજામાં યોગ્યતા નથી અથવા પ્રજા તેનો સત્કાર કરવામાં મંદ છે. આવી દશા હોવાને લીધે ભારતનું વહાણ કયે કિનારે પહોંચશે તે સમજાતું નથી.

આપણે ધાર્મિક મતમતાન્તરોને લીધે પણ ઓછું સહન કરતા નથી. અનેક પંથો હિન્દુ ધર્મના પડેલા આપણે જોઇએ છીએ. વૈષ્ણવ, શૈવ નાનક, વિગેરે અસંખ્યવિધ ધાર્મિક પથો અત્રે મોજુદ છે. વળી મુખ્ય જ્ઞાતિઓની સેંકડો પેટાજ્ઞાતિઓ પાડી આપણે સંપને બૉયકૉટ કરી નાખ્યો છે. ' અમે હિન્દુ " અથવા "અમે હિન્દી " એવા નામથી નહિ પણ વીસા–દસા–હાલારી–ઘોઘારી–એવા સંકુચિત ભાવના વ્યકત કરનારા નામે ઓળખવામાં આપણે માન સમજીએ છીએ; પણ જાતિય જીવનમાં આપણે કેટલા ક્ષીણ થઇએ છીએ અને રાષ્ટ્રિય જીવનને માટે આપણે તેથી કેટલા નાલાયક થઇએ છીએ તેનું આપણને ભાન નથી.

દેશની અઢી કરોડ વિધવાઓ અને છ કરોડ અંત્યજોને આપણે ભૂલી જઇએ તે પણ ચાલે એમ નથી. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય અને એવા બીજા અનેક દુષ્ટ રિવાજોને લીધે નાદાન સુકુમાર બાલિકાઓ વિધવા થતાં આપણે તેમને જીવન પર્યંત સતીવ્રત પાળવાની આજ્ઞા કરીએ છીએ; પણ યુવાનીના કાતિલ ઉન્માદને પુરૂષો દબાવી શકતા નથી તો પછી કોમલ સ્ત્રીજાતિના શા ભાર ? જે બાલાઓ મદનના કાતિલ બાણોથી ઘાયલ થઇ કોઇ પુરૂષને પોતાનો પ્રેમી બનાવે છે તેમને ફકત તેઓ " વિધવા "હોવાથી આપણે પાપી ગણીએ છીએ. કાયદાસર પુનર્લગ્ન કરનારી વિધવાને પણ તે અસ્પૃશ્ય જ્ઞાતિની અથવા કોઇ મહાપાપ કરનારી હોય એવી

-રીતે સમાજ તેની સાથે વર્તે છે પણ ધર્મચુસ્ત હોવાનો ડોળ ઘાલનારા અને કપાળપર લાંબા–પહોળા ટીલા તાણી માથા પર દોઢ મણના પાઘડા નાખી જગતમાં આબરૂદાર તરીકે ફરતા માણસોને ત્યાંની વિધવાઓ છૂપી રીતે ગમે તેવી નિર્લજ્જતાથી વર્તે, વ્યભિચારો થાય, વેશ્યા જેવી બની જાય અને અંતે બાલહત્યા પણ કરે તો સમાજ તેને કંઇ કરી શકતી નથી. આવી રીતે બાલહત્યા કરનારી પાપીસ્ત્રીઓને સજા ન કરવી અને જેઓ પુનર્લગ્ન કરવાની હિમ્મત કરી એકજ પતિની સાથે જીવન ગાળે તેમને જ્ઞાતિ બહિષ્કારની ડાંગ મારી હાંકી કહાડવી એ શું ન્યાય છે?

વળી અંત્યજો માટે પણ કંઈ યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર છે. તેમને વિદ્યાનો લાભ મળવો જોઇએ. તેઓ જે હલકું કામ કરે છે તેથી આપણાપર તેઓ મહાન ઉપકાર કરે છે કારણ કે જો તેઓ એ કામ ન કરે તો શહેરોમાં ભયંકર રોગ ફાટી નીકળે. આવો ઉપકાર કરનાર તરફ તિરસ્કાર વ્યકત કરવો એ પાપ છે. તેઓ અણઘડ છે અભણ છે–તેમના તરફ દયા રાખી સમભાવ રાખી તેમનાં જીવન સુખી બને એવી કંઇપણ વ્યવસ્થા કરી આપવાની હિન્દુ સમાજની પવિત્ર ફરજ છે.

ત્યારે ભારતનું ભવિષ્ય કેવું થશે? ઉજ્વલ કે અંધકારમય? અમે નિરાશાવાદી નથી એટલે ભારત ભવિષ્યમાં નીચે પડે એવું તો માની શકતા નથી કારણ કે પોતાની લીલા ભૂમિને ભગવાન કૃષ્ણચંદ્ર એટલી બધી અવનત કરે એ માની શકાતું નથી; છતાં જો ભારતીઓ હવે નહિ જાગે અને પોતાની સામાજિક ઉન્નતિ નહિ કરે તો તો ભારતનું અવશ્ય પતન થશે. દેશમાં બાલકોને દૂધ ઘી મળતાં નથી. મ્હોટાંઓને પૂરતો ખોરાક અને વસ્ત્રો મળતાં નથી. માટે અમ તેમે

કરી ભારતે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી જોઇએ:—

૧. બાલકો માટે દૂધ.

૨. સ્ત્રી પુરૂષોને વસ્ત્ર અને અન્ન; અને

૩. સર્વને શિક્ષણ.

ભારતને હમણાં મુખ્ય જરૂર કેવલી ત્રણ વસ્તુઓની છે. એ જો નહિ મળે તો ભારત હવે નહિ ટકી શકે.

પાશ્ચાત્ય જ્ઞાનની અસરથી આપણે આપણી સ્થિતિ સુધારવા માટે યુરોપી સંસ્કૃતિ કે યુરોપી સભ્યતાનું અનુકરણ કરવાની જરૂર નથી. ભારતની દશા ભારતીય નજરે જ સુધારવી જોઇએ. શિક્ષણ માટે આપણાં ગુરૂકુળોનો જ પુનરૂદ્ધાર થવો જોઇએ. બાળકોને દૂધ મળે તે માટે આપણે ગાયોનું સંરક્ષણ કરવું જોઇએ અને તેમા આપણને આપણા મુસલમીન ભાઇઓ પણ મદદ કરશે. તેઓ ગાયોનું સંરક્ષણ કરવાને બંધાયલા છે કારણ કે એ ગાયોના દૂધપર તેમના બાળકોના જીવનોનો પણ આધાર છે. હિન્દુ અને મુસલમીનો એક જ વહાણમાં બેઠા છે. જો ડૂબશે તો બન્ને ડૂબશે ને બચશે તો બન્ને બચશે માટે મુસલમીન ભાઇઓએ પણ ગાયોનો બચાવ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

હવે લગ્ન! લગ્ન વિષે બે ચાર બોલ લખ્યા વિના આ લેખ અમે પૂરો કરી શકતા નથી. જો ભારતને નંદનવન જેવું બનાવવું હોય અને એ નંદન વનમાં કોકિલાઓને મધુર ટહૂકા કરતી જોવી હોય તો લગ્ન ક્ષેત્રોને વિશાલ કરવાની અને કાલની પાશવ વૃત્તિને તજી દેવાની મુખ્ય જરૂર છે. બાલાઓને સોળ વર્ષ સુધી સ્વતંત્ર વછેરીની માફક યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કરવા દેવું જોઇએ અને કુમારોને પચીસ વર્ષ સુધી નિર્મલ વાતાવરણમાં કર્તવ્ય શિક્ષા મળવી જોઇએ. તે પછી પરસ્પર સમ્મતિથી તથા વડીલોના અનુમોદનથી પતિ પત્નિના જોડલાં બંધાવાં જોઇએ. આવાં સ્નેહાળ દમ્પતિ-

આ જગતપર સ્વર્ગ ઉતારવાની ચાવી જાણે છે. પતિ પત્નિમાં પ્રેમ હોય–જ્ઞાન હોય–સમભાવ હોય–તો પતિ કર્તવ્યક્ષેત્ર સંભાળી શકે અને પત્નિ ભંડાર ક્ષેત્રપર દેખરેખ રાખે. સ્ત્રીઓને કેટલાક અંગ્રેજી સંસ્કારના રસિયાઓ માને છે તેમ ભાષણો આપવાની કે પાર્લામેંટો ગજાવવાની જરૂર નથી; પણ પોતાનો પતિ કર્તવ્ય ક્ષેત્રોમાં શું કરે છે તે સમજવાની જરૂર તો છે. જો સ્ત્રી અને પુરૂષ ઉભય પશ્ચિમની પેઠે સમાન હક્ક ભોગવશે તો બન્નેની શક્તિનો એકજ દિશાએ વ્યય થશે અને પરિ- ણામે ઉભયને શાન્તિ નહિ મળી શકે. જેમ કાળના રાત્રીને દિવસ એવા બે ભાગ છે તેમ સમાજના પણ સ્ત્રી અને પુરૂષ બે ચક્ર છે. રાત્રી પેઠે સ્ત્રી શાન્ત અને અવ્યક્ત છે. પુરૂષોની શક્તિ બાહ્ય જગત માટે છે અને સ્ત્રીઓની શક્તિ આંતર્જગત માટે છે. બન્નેનાં કામ મહાન્ અને સમાન છે. સ્ત્રીએ ગૃહ રાજ્યની સ્વામિનિ બનવાનું છે અને પુરૂષે કર્તવ્ય ક્ષેત્ર । કૃષિકાર બનવાનું છે. આ બન્ને પદવી- ઓની ફરજો જો સ્ત્રી પુરૂષો યોગ્ય રીતે બજાવે તો પૃથ્વીપર સ્વર્ગના લ્હાવા લે અને દે એ નિઃસંશય છે.

ભારતીઓ! શું તમે માનસિકયાતના સહી વિપથગામી થતી કરોડો વિધવાઓની દયા નહિ લાવો? આ નંદનવન સમી ભારત ભૂમિનાં સુકાઇ ગયેલાં પુષ્પોને પુનઃ નહિ વિકસાવો? આ દેવભૂમિનો પુનરોદ્ધાર નહિ કરો? તમારા પૂર્વજોના પ્રતાપને જીવંત રાખવા માટે દેશના ગરિબ ખેડુતો અને મજુરોને શાન્તિ નહિ આપો? પાશ્ચવતાને તજી શુદ્ધ સ્નેહલગ્નના દુર્લભ લ્હાવા નહિ લો? શું ભારતમાં સ્વર્ગ નહિ ઉતારો? હિમાદ્રિના પવિત્ર શિખરોપર જે સ્વર્ગિય શાન્તિ છે એવી શાન્તિ તમારી સંસારકુંજમાં નહિ ઉતારો? જે પ્રતાપથી ભારત એક વેળાએ જગતનું મહાન રાષ્ટ્ર બન્યું હતું એવો પ્રતાપ પુનઃ નહિ પ્રકટાવો? યમુના તટે હે બંસીધર! શું પુનઃ તમે મધુરી બંસી નહિ બજાવો?

## ક્યારે ?

ધર્માવતાર કહો ને !
    અવતાર ક્યારે ધરશો ?
નિજ કોલ લક્ષમાં લઇ,
    ભૂભાર ક્યારે હરશો ?
ઉલટો અનિલ વાગ્યો,
    જડ મૂળથી ભનાગ્યો,
ડગમગતો ધર્મ પાગ્યો,
    સ્થિર નાથ ક્યારે કરશો ?
કલિ કાળ ખુબ ફૂટ્યો,
    નીતિ પ્રબન્ધ તૂટ્યો,
રે જ્ઞાનસિન્ધુ ખુટ્યો !
    ભગવાન ક્યારે ભરશો !
ત્રય તાપ સન્ત સહેતા,
    પાપી પ્રમત્ત રહેતા,
અન્યાય લ્હાવ લેતા,
    પ્રિય ન્યાય ક્યારે કરશો ?
ભક્તોની ભાળ લેવા
    ખલદલને દંડ દેવા;
કાલ સ્વરૂપ જેવા,
    બળવન્ત ક્યારે ફરશો ?

પરિમલ.

અમદાવાદ.—શ્રી 'સત્યવિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું. અને ઠા. નારાયણજી ગોકળદાસ ડોસાણીએ ફીકારસ્ટ્રીટ, ગીરગાંવ ચોરસ્ટ મુંબઈમાં આવેલા વીરજી શામજી તેજુરીવાળાના ઘરના પહેલા માળેથી સેવા સમિતી કાર્યાલય માટે પ્રસિદ્ધ કર્યું છે.

લક્ષ્મી આર્ટ પ્રીંટીંગ વર્કસ, ભાયખળા, મુંબઈ.